# સુધારો આવ્યો !!

કટ કટ કરતી, પળ પળ વહતી:
સુન્ય ઘરીકાજે."
જડને ચૈતન્ય, કરી મનાવે:
આ ઘરીકાએ." (જુઓ)—(૨)—

*    *    *

એ સુધરેલી, નાર નવેલી:
સૌને શાખ દે સારી"
ક્ષણીક જીવન તુજ, પૂર્ણ થશે નર:
કંઇ કરતું વિચારી, (મનવા) (૨)

---

—તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્તા—
**દવે નાનાલાલ ડાહ્યાભાઇ,**
વ્યવસ્થાપક—
"બાલકુંજ માળા"—આણંદ.

---

પ્રત. ૩૦૦૦ આવૃત્તિ પહેલી.

હોલએજન્ટ—એમ. આર. કલાલ.
M R. Kalal.
સને ૧૯૧૫.




---

અમદાવાદમાં રીચીરોડના પુલ નીચે ગ. પેથા શ્રી જૈન વિદ્યાવિજય
પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યો.

---

કી. એક પૈસો.

☞ દરેક ગામમાં ખંતીલા એજન્ટો જોઇએ છીએ, લખો

સ્ટીમર છાપનું.

# સ્પ્લીન મીક્ષ્ચર.



અશેળ છે, તાપ તલ્લીના કટ્ટા શત્રુ છે, ગમે તેવા હઠીલા તાવને જડમૂળથી નાબુદ કરે છે, કમળો યા પાંડુરોગ જેવા વ્યાધીઓનો પણ નાશ કરે છે. અને ગયેલી તાકાદ વીજ-ળીની માફક પાછી લાવે છે.

સઘળી દવા કરી થાકયા હો તો આ એક વખત વાપરવા ચુકશો નહી. ઘણીજ અસર કારક છે. શીશીની કીં. રૂ. ૧) પોસ્ટેજ જુદુ.

મળવાનું ઠેકાણું:—**ધી સાફી ઈન્ડસ્ટ્રીયલ વર્કસ.**

**ટાવર પાસે—વડોદરા.**

વધુ ખુલાસા માટે લખો—અગર જાતે મળો.

# સુધારો આવ્યો;!!

## અરે એતો સુધારો આવ્યો !!

(સૈદા તારો ખુબ છે દહાડોરે—એ રાગ)

આવ્યો આ તો દેશ સુધારોરે, સૌને પડ્યો સ્નેહથી પ્યારોરે; (૨)
સુધારો સારો સૌને મનાયો, પણ કુછારો થાય;
સાર નહીં કંઇ સાર જડે નહી. તોયે એ બહુ ફેલાય,
એથી દેશે જર ગુમાવ્યોરે ... ... આવ્યો. ૧
ફેશનમાં પોઝીશન આવી, પોઝીશન છે પોલ:
'હેમ ફુલ' કહેતાં આવડે નહી પણ, પકડી રાખે એ બોલ,
એવો ખાલી ઢોંગ બનાવ્યોરે ... ... આવ્યો. ૨
સમજે નહીં કંઇ, શું છે એ પણ: પકડી ખરનું પુંછ.
લાતો, પાટુ, ખાયે તોપણ, મૂર્ખને પડે ન સુઝ.
શીશીયારી બાર એ ખરોરે ... ... આવ્યો. ૩
હોયે નહીં જર ઘર તથાપી, રાખે ઉધારૂ દમામ,
ભાઇ બાઈ સૌ સાથે બનીને ઉકાળે બાપનું નામ.
આવો જમાનો આવ્યોરે ... ... આવ્યો. ૪
ભભકા ભારી, ખીસ્સાખાલી, હોય ન પાઈની ધીર;
છતાં પોઝીશને બાંકા ચાલે, મૂછે લગાવી મીણ.
એવો સુધરેલો સારોરે ... ... ... આવ્યો. ૫

૧. "બકુલ માળા" ના ૬ ભાગ બહાર પડી ચુકયા છે.!

ચાર કરે પણ નાર બીચારી, સુધરેલી કહેવાય;
જાર રમેતો પ્રેમ સંપાડે. એવી એ સતી મનાય.
સુધારાનો સાર મેં જોયોરે ... ... આવ્યો. ૬
સુધરેલી ભકતાણી બનીને, ધરે દીલે અંગાર;
કોઈ કહે ત્યારે, હું મરજાદણ સુકું નહી આચાર.
પ્રભુ નામે પ્રેમ નોધાવ્યોરે ... ... આવ્યો. ૭
માન પામવા માટે મ્હોટા, મેનેજરો કંઈ થાય;
ભભકામાં ભારે થાપ ખવરાવે. ચોરના ભાઈ કહેવાય.
એવો આ કળી સુધારોરે ... ... આવ્યો. ૮
ચોરી કરે, કંઈ જારી કરે કંઈ, કરે કુડાં કામ;
હોયે કુડાં પણ રૂડાં મનાયે, એવો સુધારી દમામ,
લીયો જન જોયતો લ્હાવોરે ... - આવ્યો. ૯
ઉપરની સૌ ટાપટીપથી, કરે અનીતીનાં કામ;
પોઝીશને જો ખામી ન હોયતો, કોઇ ન લે જરી નામ.
એવો સુધારી જમાનોરે ... ... આવ્યો. ૧૦
સાળો, બને છે કંઈ મેનેજર. બન્નેવી માલીક હોય;
બેન પરણાવી કંપની કાઢે, ત્યાં શી બાકી હોય.
આવો રૂડો જોગજ આવ્યો ... આવ્યો. ૧૧
સાચો, ખોટો, કંઈ જણાયે, ઢોંગી ધુતારો કોઇ;
સુધારે એવો ડાટજ વાળ્યો, આંધળે બ્હેરૂ જોઇ.
આતે સુધારો અકારોરે ... ... આવ્યો. ૧૨

---

૨. "બકુલ માળા" ના ૧ ભાગમાં જ્ઞાનમય શોગટાંબાજીનું રહસ્ય બતાવેલું છે.

કંઇકજનો એથી ફાવી શકે, પણ કંઇતો ગોદા ખાય;
અક્કલવિણ સુધારે વધીને, મૂર્ખતો અટવઈ જાય.
દેખા દેખી કરશો ન કોઇરે ... ... આવ્યો. ૧૩
સુધારાનો જેણે સાર જાણ્યાને, કર્યું જમાની કૃત્ય;
ફાવી શકે કોઈ એમાં ત્યારે, સૈકો કહે એ સત્ય.
એવા જન ગાતા રોતારે ... આવ્યો. ૧૪
+ + + +
નિતી રીતી સૌ નદીએ મૂકી, ઉર અનિતી ન્હાય;
પોઝીશનમાં ખામી ન લાવે, રંક કે મ્હોટા રાય.
પોઝીશનમાં પૂળો મૂકોરે ... — આવ્યો. ૧૫
નાકમાં ફેશન, કાનમાં ફેશન સઘળે અંગ;
બાળકથી તે વૃદ્ધ સુધી પણ ફેશન બાઈ અનંત.
આ તે શી ધુળ ફકાવેરે .. ... આવ્યો. ૧૬
મીસીસ ખાનગી વાત કરે છે, મીસ્ટર ઉભા દુર;
નારી થકી ભાઈ માન મેળવવા, ન્હાયે એ જરૂર.
એવો શંઢનો છે સુધારોરે ... ... આવ્યો. ૧૭
શુશીલતા, કંઈ નમ્રતાને, આપી તીલાંજલી છેક;
ત્યાગ કીધાં, પતિવ્રતાએ, ફેશન ધારી વિવેક.
છકેલો ઘાટ ઘડાવ્યોરે ... ... આવ્યો. ૧૮
બાઇને બુટ સ્ટોકીંગ વીના, ચાલે નહી લવલેશ;
દશ પગારનો હોય તો પણ. પોલકુ સાડી બેશ.
પૈસાને પુરા કરાવેરે .. ... આવ્યો. ૧૯

---

*. "બકુલ માળા" ના ૨ થી ૧૦ ભાગમાં રસીકચંદ્ર એ નામની સચિત્રવાર્તા ઘણીજ ઉતમ વાંચવા લાયક છે.

ભાઇને નેકટટાઈ વીના ઘડી, ચાલે નહી તલભાર;
કોલર ને કોટ કાઢે ન જરીએ, એવો એ હુંશીઆર.
ચડેલો જે ચોરે ચૌટેરે ... ... આવ્યો. ૨૦
ખેલ તમાસાનો શોખ વધારી. ફરે ગામો ગામ;
ગાડી ઘોડા વીણ ચાલે ન ઘડીએ, ખાલી રાખે છે દમામ.
અંતે ઉધાર કરંતોરે... ... ... આવ્યો. ૨૧
ભણ્યા ગણ્યા પણ કુધારેજો ચડયા હોયે તો;
સૌપર પાણી ફેરવી દીધું નક્કી એ જાણો,
મૂવો સુધારે ચાલ્યોએ ... ... ... આવ્યો. ૨૨
દુઃખ અનંત એતો ઉપજાવે, સુખ હણે એ અસુર;
પૂર્વ કાળને વીસરીએ તો, કાળ બની હરે નુર.
નહી કદી ધર્મ વીસારોરે ... ... આવ્યો. ૨૩
ટુંક કહેલી શીખજો માને, સમજીને શુભસાર,
આપ પ્રમાણે ધોર ખોદે તો, કંઇક ચાલે વહવાર;
હમારો એ છે સુધારો રે ... ... આવ્યો. ૨૪
સુધારાએ આ સાર બતાવ્યો, કુ-ધારો કચવાય;
અંદર અંદર વાતો કરતાં, મનમાં એક હરખાય.
હું તો કેવો મ્હોટો ડાહ્યોરે ... ... આવ્યો. ૨૫

( દવે. )

# "પતિ ભક્તિ."

**(સખી સ્વપ્નમહીં મન મોહનને—એ રાગે).**

પતિવીણુ નથી અબળાનીજ ગતી, જો વીચારી અરે જીવ તુંજ મથી,
પતિ વીણુ ભવ માંહે શ્રેષ્ટ ગતી. સ્ત્રી જાતી તણી કદી થાતી નથી;
વદે વેદ પૂરાણો, શાસ્ત્રોમથી, અન્ય શેવ્ય તણો કંઈ ધારો નથી;
સુખી થાય ન કદીયે કો સુંદરી, જગમાંહે—જશ તેનેજ નથી.
અહીં ક્યાંઈ નથી પણ ત્યાંઈ નથી; પતિ પૂજ્યા વીણુ એક આરો નથી
રખડી રઝળી ભલે પેટ ભરે પણ, આખર છે નરકેજ ગતી..
ભલે યોગી બની સૌ ભોગ તજે, શીર ભસ્મ લગાવી કફન ધરે,
ભલે તત્વચીંતનનું ગાન કરે, ધરી ધ્યાન ભલેકો જ્ઞાની બને.
પણ એથી ન કંઈએ અર્થ સરે, પતિ દુભવ્યા વીણ પ્રવર્તિ કરે;
એજ નારી જગતમાં દિવ્ય બને, જશથી જગવશ વરતાવી શકે.
સૌ સ્ત્રીયો તણા પ્રભુ એકજ છે, ભલે અન્ય ઉપાધી રૂપે કો કહે;
(પણ)પતિની જે સતી આશીશ લહે, સંસાર સુધારીએ સાર ગ્રહે;
પ્રભુના દરબારે તેજ રહે, હરનીશ પતિની જે ભક્તિ કરે,
સન્નારીઓ શેવે પ્રેમે પતિ, જેથી થાએ એની ઉંચ ગતી.

( દવે. )

---

# "સુરા દેવીના ઉપાસકો."

—છપ્પો—

આવો આવો અમ સખે, કરશો નહી કંઈ શોર;
મળ્યો આજે મેળાવડો, એકત્રે ભંગોર.

---

✱. "બકુલ માળા" ના દરેક ભાગોમાં ટુંકી ટુંકી બોધક વાતોઓછે.

એકત્રે ભંગોર જુઓ તો જોયા જેવી,
શોભાનો નહી પાર વીરા જ્યાં ત્યાં માં દેવી.
દેવી દુર્લભ લાભ આપતી નરને નક્કી,
પણ એકજ અવળી ટેવ માજી છે મોટાં જક્કી.
"મને વીસરશો નહી કદી મમ સાચા ભક્તો"
દેવી કહેછે એમ સુણજો સજ્જન ગૃહસ્થો.
એ દેવીનો આ મુખ ગુણ ગાવા શક્તિ નથી, સાચી શક્તિ
એજ જે એની છે અવીચળ ગતી. !!
મંદીરની શી મઝા ધ્વજા જ્યાં છે **ભંગોરી**,
તોટો ત્યાં શો હોય ઉડે છે રોજ કચોરી,
કંઇ આવે કંઇ જાય દેવીને દ્વાર ઉમંગે
પામી પ્રેમે પ્રસાદ ફરંતા અતિ ઉછંગે,
મસ્ત બનાવે એજ પ્રેમથી પાન કરેજે
રોગ, શોક, સૌ જાય વ્યાધીઓ વળી હરેએ,
ભક્તજનો બહુ ભાવથી અમૃત બીંદુ માનતા; અકળકળાએ
દેવીની પ્રેમ કરી પરમાણતા.
( દવે. )

---

# દારૂ પીનાર

**દોહરો.**

અડચણ કરતા અન્યને, ઘરનાં ખરચી દામ;
કામ ન કરતા કેફથી, ઘરનાને દુઃખ ઠામ.

---

ભાંટ ભગની સુણો, વમન કરે અન્ન ખાઈ;
સ્નેહજ તોડ સર્વથી, દુષ્ટ કામ મમતાઇ.
મોસાળે જાવા તણો, આણે સુતનો વખ્ત;
એવા પુરુષો પ્રગટ કયમ, થાતા હોશે જક્ત.

મનહર છંદ.—

જાણીએ જે ઝાડ તણા મૂળ વીષે સળો પેઠો,
થોડા દીનમાં તે ઝાડ પડવાનું જાણીયે.
આવક થોડીને કરે જાવક અધીક જ્યારે;
દેવાળુ તે થોડા દીને કાઢશે પ્રમાણીયે.
સાસરે આવીને ર્‌હાય, પહેલેથી ધણીનું ભુંડું,
જાણીએ જે ધોળે નહી કદી ધણી આણીએ.

જ્યારે ઘણા દારૂ પીનારા દેશમાંજ વધ્યા,
ત્યારે તેમનું ભુંડુ થવાનું નક્કી જાણીએ.
શરાબના શોખી બની રજપૂતે રાજ ખોયું,
શૂર ખોયું, ખોયું જ્ઞાન વિનય વિવેક તે.
રાજપાટ ખોયું, ખોયા ગામને ગરાશ વળી,
ખોયું સન્નમાન, અભિમાન ખોયો ટેક એ
વિદ્યા કળા કૌશલ્યને ઉધ્યમ અનેક ખોયો
ખોયો સંપ ન્યાતમાંથી અહો દારૂ એક. ( પ. હ. )

---

૬. "બકુલ માળા" માં દરેક વખતે રંગબેરંગી ફોટાઓ બહાર પડે છે.

## —વેશ્યા—

નજર કરીને જુઓ, ગુણહીણ ગુણીકા છે:
રાંડવા લંપટજનો, ઉભા ભયકાય છે.
આંખના ઇસારા કરે, મૂરખનાં મનહરે;
સુણી સ્નેહ વચન કરેછે, વીત કારણે.
નરકની ખાણએ, અજાણને ફસાવા પાડે:
નીત ભોગવે અનેક, નર જર કારણે.
ભુંડી એતો ભાઇ એનું તન કુતરાની ચાટ:
પાપમાં પડીશું એનું મુખ જોતાં આપણે.
પરનારી તણા પરપંચમાં ફસાય કોઇ;
ઘરબાર ભાર ખોઇ બેઠા બની બાપડા.
કોયે રાજ કાજ સુખ સાજને તારાજ કીધાં;
નારી પરીવાર અને સુત કર્યા બાયલા.
ગાંઠનો ગરથ ગુમાવી ગુમાર બનર રમ્યા;
કોઇ માર ખાઇ કો બીમાર બન્યા બાપડા. (પ—હ.)

---

# भविष्य तंत्र.

## महात्मा श्री तुळसीदासजीनी उत्तम प्रसादी.

આ તંત્ર મહાત્મા શ્રી તુળશીદાસજીની પૂર્ણ પ્રસાદીરૂપ છે, આ તંત્ર તેઓશ્રીએ ભક્તજનોના ભાવ પૂર્ણ કરવાને અને પરમ ભક્તિના પ્રસાદ રૂપે તેઓને શાન્તી આપવાને માટે રચેલું છે, એથી પ્રથમ સંકલ્પ સિદ્ધ કરતાં તેઓ મહાત્માશ્રીનું અંતર ધ્યાન ધરી પછી આ તંત્ર ઉપર (ચર્મ ચક્ષુ બંધ કરીને) એક સળી મૂકવી. પછી ચક્ષુ ઉઘાડી મનોવાંચ્છનાની સીદ્ધી પ્રાપ્ત કરવાની શુભ વાંચ્છનાએ, તે ખાનામાં જે અક્ષર હોય તે એક કાગળપર નોંધવો, બાદ તેજ અક્ષરથી દસ સુધીની ગણત્રી કરવી અને જે અક્ષર દસમો આવે તે તેની સાથે મૂકવો ફરીથી પણ તેજ દસમા અક્ષરથી દસ આગળ ગણવા અને જે દસમો અક્ષર આવે તે પ્રથમ મૂકેલા અક્ષરો સાથે મૂકવા. આ પ્રમાણે જ્યાં સુધી આ તંત્રમાંનાં ખાંનાં પૂરાં થાય ત્યાં સુધી ગણત્રી કરી અક્ષરો મેળવવા. આ મેળવવા તમામ અક્ષરોની જોડણી કરી શબ્દ બનાવી મુકવાથી એક પદના રૂપે તમારી ધારેલી ધારણાનો જવાબ તૈયાર થશે. મહાત્મા શ્રીની એજ લીલા છે કે દરેક વખતે પદ તૈયાર થાય છે, આ અત્યુતમ તંત્રને હરનીશ પૂંજામાં રાખ્યાથી તેઓશ્રીની પુંજા કર્યા જેટલું પૂન્ય થાય છે, કારણ આ તંત્રમાં તેઓની પૂર્ણ બળ-બુદ્ધી અને ઐશ્વર્ય સમાયલું છે. કીં. ૦—૦—૬.

---

# " मृत्युनां चार द्वार. "

—मनहरछंद.

१ અનુચિત કરમનાં આરંભ કરી વીમાસે,
૨ સ્વજન વિરોધ વળી કરવાને હાંસ ધરે;
૩ બહુ બળીયાની સાથે બાકરી બાંધીને લઢે,
૪ નારીઓના વચનમાં વિશ્વાસ રાખશે.
ઉપરનાં ચાર દ્વાર મૃત્યુનાં વિવેકી કહે,
સમજીને તેથી દુર ભાઈ સૌ ભાગશો.

* * * *

૧ દુશાસને અનુચિત કરમ કીધું તો જુઓ,
મરણુ શરણુ થઈ બહુ દુઃખ પામીયો.
૨ સ્વજન વિરોધ જુએ પાંડવોની સાથે કરી,
મૂઢ કઉરવ પણ મરણુજ પામીયા.
૩ પરમ કૃપાળુ એવા શિષપાળ હરિ સાથે,
શીશુપાળે લઢી નીજ પ્રાણુને ગુમાવીઓ.
૪ અજર, અમર, જગ કરતા, અનાદિ રામ,
પદ નિષકામ, માટે નિષ દીન રટીયે.
માયાતિત, સુખધામ, સતચિત, આનંદ જે,
જગતની સ્થીતી, ઉતપતી, લય જાણુતા.
એવા રામે વનમહી સીતાજીનાં વચનમાં,
વિસવાસ રાખી ધાય હેમ મૃગ મારવા.
તેમની પૂઠેથી ગયા, લક્ષમણુજી વ્હાર માટે,
માયાવીએ તુરતજ નિજ લાગ સાધીયા.

દસરથ ભુપ મહાબળગે જે વખણાયે,
સ્વર્ગપતિને નીજ જોરથી ઉગારીયા.
તેણે પણ કૈકૈના વચનમાં વ્હાલ ધરી,
છતે પૂત્ર વિયોગમાં નિજ તન પાડીયા.
એવા ઘણા દાખલાથી થાય છે પ્રમાણ માટે,
સમજુએ નારી તણા વિશ્વાસ ત્યાગવા.

( સુકલ હ. મ. )

---

## " તૃષ્ણા "

મનમાં રહ્યાંરે, ધાર્યાં મનમાં રહ્યાં; મારે અણ ઓચિંતાં
આજે આગળ થયાં. (૨)
મ્હોટી મોંઘી આશાઓ, ધારી કરી ખ્વારી મેં તો. (૨)
કર્મ સીચીત કહેતાં, જીવને વળ્યાં. મારે.— અણ. ૧
એકને ચ્હાતાં જ્યારે, અનેક પામ્યો હું ત્યારે;
તૃષ્ણાને ન મુકી, આગળ આગળ થતાં. મારે.—અણ. ૨
મનથી હું સીધું માની, કાર્ય કરૂં હું જે જે;
તૃષ્ણા થકીએ મુજને, આડું ગભરાવે. મારે.— અણ. ૩
આગળ આગળ ધાયો જાતો, પાછું વાળી કદી ન જોતો;
તૃષ્ણાતો ન છીપતાં મુજને, ઘરો તો મળ્યો. મારે.—અણ. ૪
ધનની પ્રાપ્તી કરતાં, ધામ ધરા ધરણીએ ધાયો;
ઉપાસના મ્હોટી કરતાં, ઉપસંહારી બેઠો. મારે.—અણ. ૫
પ્રભુ દર્શ પામવાને, પ્રતિમાઓ અગણીત જોતો;
જ્ઞાન, વૈરાગ્ય, કેરાં, (કદી) તત્વો ના પ્રહ્યાં. મારે.—અણ. ૬

( દવે. )

અમારી દવાથી દરાજ નથી મટતી એવું સાબીત કરી આપનારને, માસ એકની અંદર પોસ્ટ ખર્ચ કાપી લીધેલાં નાંણા પાછાં આપીશું.

એમ. ડી. પટેલની કુંપનીની

# "દરાજની ડબી"—ખરીદો ! !

આ મલમથી ગમે તેવી કાળી, લાલ, અગર જુની દરાજ ફક્ત ચાર દીવસ ત્રણ ત્રણ વખત માલીસ કરવાથી જડમૂળથી નાબુદ થાય છે, ડબીની કી. ફક્ત ૦—૪—૦

વેપારીઓને ભરપુર કમીશન આપવામાં આવે છે.

તા. ક—અમારો ચાંદી—ટાંકીનો પાઉડર (ભુકો) ઘણોજ ચમત્કારીક છે, જેને માટે અનેક દર્દીઓ ધન્યવાદ આપે છે. નં. ૧ ની ડબીનો રૂ. ૧—૮—૦ નં. ૨ ની ડબીનો રૂ. ૧)

લખો—

**એમ. ડી. પટેલની કંપની.**

મુઃ—ચીખોદરા. તા. આણંદ.

# દુશ્મનો શું કરે છે? બેહાલ !!

આ તનું મંદીરમાં જે કોઈ રોગ રૂપી દુશ્મનને બલીષ્ટ થવાનું થોડું પણ કારણ આપશો તોજ તે દીવસે તમારે તેનાથી

**બ્હીવું પડશે "ત્યારે શું કરવું"?**

શરિરમાં જે મળને વધવા દેશો તો તેની દ્વારાએ બીજા અનેક રોગ રૂપી દુશ્મનો બળવાન થઈને તમારા આ ગઢ રૂપી કાયાને ઘેરો ઘાલી તેને બેહાલ કરી હેરાન કરશે માટે.

**—પાણી પહેલાં પાળ બાંધવી એજ ઠીક—**

એથી થતા દુશ્મનને દબાવવા માટે, અને શરીર તંદુરસ્તી રાખવા માટે મેસર્સ—કનૈયાલાલ એન્ડ કંપનીની

## " જુલાબની ગોળીઓ "

વાપરો, બાળકને પણ સુખેથી અપાય છે, તેમાં ઝેરી દવા આવતીજ નથી. ૧૦૦ ગોળીની બાટલીની કીં. રૂ. ૦—૧૨—૦ ટ. ખ. જુદુ. **બાટલી ઉપર વાઘરા છાપ તપાસી જુઓ.**

લખો:—સોલ એજન્ટ:—

**એચ. એમ. શુકલ, દવાના વેપારી.**

આણંદ—ગુજરાત.